# મુસ્લિમ પર્સનલ લો

હઝ. મવ. મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ.
શૈખુલ હદીસ, જામિઅહ ઇસ્લામિય્યહ, ડાભેલ.



પ્રકાશક
જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર
મુ.પો. જંબુસર. જિ.ભરૂચ. ગુજરાત

# મુસ્લિમ પર્સનલ લો

હઝ. મવ. મુફ્તી અહમદ ખાનપુરી સા. દા.બ.
*શૈખુલ હદીસ, જામિઅહ ઇસ્લામિય્યહ, ડાભેલ.*



**પ્રકાશક**

*જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર*

મુ.પો. જંબુસર. જિ.ભરૂચ. ગુજરાત

# ● મુસ્લિમ પર્સનલ લો

● લેખક : હઝ. મવ. મુફતી અહમદ ખાનપુરી સા. દા.બ.
શૈખુલ હદીસ, જામિઅહ ઈસ્લામિય્યહ, ડાભેલ.

● પ્રકાશન : ઓકટોબર, ૨૦૧૬.

● પ્રત : ૧૦૦૦, બીજી આવૃતિ.

● પ્રકાશક: મુફતી અહમદ દેવલ્વી
મોહતમિમ, જામિઅહ ઉલૂમુલ કુર્આન જંબુસર
મુ.પો. જંબુસર. જિ.ભરૂચ. ગુજરાત.
પીન કોડ :૩૯૨૧૫૦
e mail : jamiahjambusar@gmail.com

# અનુક્રમણિકા

# પ્રકાશકીય

મુસલમાનોને લગતી એવી કૌટુંબિક બાબતો જેમાં એમને ઈસ્લામ તરફથી વિશેષ અને સ્પષ્ટ માર્ગદર્શન આપવામાં આવ્યું છે અને વિગતવાર આદેશો અને હુકમો બતાવવામાં આવ્યા છે, એવી, અને કાયદાની ભાષામાં કહીએ તો દીવાની અદાલતને લગતી અમુક બાબતોને 'મુસ્લિમ પર્સનલ લો' કહેવામાં આવે છે. ભારતીય બંધારણ અને નાગરિક કાનૂનના અનુસંધાનમાં એનું વર્તૂળ ઓર વધારે સિમિત છે. એટલે કે સઘળા ઈસ્લામી ફોજદારી, દીવાની કાયદાઓ અને અદાલતી વ્યવસ્થા ખતમ કર્યા પછી નિકાહ, મહેર, તલાક, ખુલઅ, વારસા વહેંચણી, વસીય્યત, બખ્શશ, જેવી ફકત ૧૫ પ્રકારની બાબતોને લગતા જે અમુક ઈસ્લામી હુકમોને ૧૯૩૮માં અંગ્રેજો દ્વારા 'મુસ્લિમ પર્સનલ લો' તરીકે માન્ય રાખવામાં આવ્યા, એને જ આજની ભારતીય પરિભાષામાં મુસ્લિમ પર્સનલ લો કહેવામાં આવે છે. રીતી રિવાજો અને સામાજિક વહેવારોના લગતા કાયદાઓ આધારિત અન્ય ધર્મના પર્સનલ લોમાં પણ ભારતીય કાયદામાં અસ્તિત્વ ધરાવે છે, એ પણ બધાએ

જાણવું જોઈએ.

આ પર્સનલ લો,ના આધારે ભારતમાં મુસલમાનોને એમની ઉપરોકત બાબતોમાં ધર્મ પ્રમાણે વર્તવાની છુટ છે. બીજો કોઈ કાયદો એમને લાગુ પડતો નથી. પણ બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતોને બહાનું બનાવીને સમાન સિવિલ કોડના નામે મુસ્લિમ પર્સનલ લોને ખતમ કરવાનું ષડયંત્ર ઘણા પહેલાંથી ચાલતું આવે છે, મુસલમાનો પણ આ બાબતે ઘણી બધી ભૂલો કર્યા પછી કંઈક અંશે જાગૃત થયા તો એમણે પર્સનલ લોના રક્ષણ અને ભારતીય કાયદામાં એના સ્થાનને ટકાવી રાખવા હેતુ કાનૂની અને જાહેર રીતે પ્રયાસો શરૂ કર્યા. સામુહિક રીતે એકસંપે આવા પ્રયાસોની શરૂઆત દારૂલ ઉલૂમ દેવબંદના મોહતમિમ જનાબ મવલાના કારી તય્યિબ સાહેબ રહ. દ્વારા કરવામાં આવી. ૧૯૭૩ માં સહુપ્રથમ એમણે દેવબંદમાં એક મીટીંગ કરી, પછી મુંબઈમાં પોતાને મુસલમાનો કહેતા બધા જ ફિરકાના લોકોને સાથે રાખીને એક મીટીંગ થઈ, જેના થકી 'મુસ્લિમ પર્સનલ લો'ને લગતી બાબતોની કાનૂની લડાઈ લડવા 'મુસ્લિમ પર્સનલ લો બોર્ડ' નામે એક સંસ્થાની સ્થાપના કરવામાં આવી.

આપના હાથોમાં મોજૂદ આ પુસ્તિકામાં

આ બાબતેની વિગતવાર છણાવટ છે. ૧૯૮૬માં શાહબાનો કેસની લડાઈ વખતે જયારે પર્સનલ લોની ચર્ચાઓ જોરશોરથી ચાલતી હતી, ત્યારે હઝરત અકદસ મવલાના મુફતી અહમદ ખાનપૂરી સાહેબ દા.બ.એ આ પુસ્તિકા સંપાદન ફરમાવી હતી. આપ સાહેબ મુસ્લિમ પર્સનલ લો બોર્ડના અસ્થાથી સભ્ય પણ છે. ૧૯૯૬ માં અમદાવાદ ખાતે પર્સનલ લો બોર્ડના રાષ્ટ્રીય અધિવેશનના આપ સાહેબના કન્વીનર હતા અને આપના પ્રયાસો અને માર્ગદર્શનથી જ આ અધિવેશન સફળ રહયું હતું.

આજે ફરીવાર જરૂરત ઉભી થઈ છે તો આ પુસ્તિકાને ફરીવાર અમે પ્રકાશિત કરી રહયા છીએ.

અલ્લાહ તઆલા એને કુબૂલ ફરમાવે. વાચકોને એના થકી મુસ્લિમ પર્સનલ લો વિશે સાચી જાણકારી મળે અને મુસલમાનો પોતાના ઈસ્લામી કૌટુંબિક કાયદાઓ અને હુકમો પ્રત્યે સભાન થઈને એ મુજબ અમલ કરે એવી દુઆ.

*મુફતી અહમદ દેવલ્વી.*
*જામિઅહ જંબુસર.*

# મુસ્લિમ પર્સનલ લો

લો, એટલે કાનૂન જેના ઉપર ચાલવાથી જીવન સારી રીતે પસાર થાય અને પર્સનલ એટલે ખાનગી – વ્યકિતગત. માટે 'પર્સનલ લો'નો અર્થ એવા ખાનગી કાયદાઓ જેના ઉપર ચાલવાથી સુખમય જીવન પ્રાપ્ત થાય. બીજા શબ્દોમાં એવું કહી શકાય કે વ્યકિતગત જીવન કાનૂન. અને 'મુસ્લિમ પર્સનલ લો' નો મતલબ થયો મુસલમાનોના એવા કૌટુંબિક કાયદાઓ જેના ઉપર એક મુસલમાન માણસે અમલ કરવાનો છે.

અહીંયા સવાલ ઉદભ્ભવશે કે એવા કાયદાઓ કયા છે જેના ઉપર ચાલવાથી મુસલમાન તરીકે જીવંત રહી શકાય ? તો જાણી લ્યો કે અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અંતિમ નબીનો લકબ આપી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર માનવજીવન માટે એવા ઉપયોગી અને સર્વગ્રાહી સિદ્ધાંતો – આદેશો ઉતાર્યા, જેના ઉપર અમલ કરવાથી સમગ્ર વિશ્વ સંપૂર્ણ રીતે સુખમય જીવન ગુઝારી શકે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : જે માણસ નેક કાર્ય કરશે,

ચાહે મર્દ હોય યા ઔરત, શરત એટલી કે તે ઈમાનદાર હોય, તો અમે તે માણસને સુખમય જીવન આપીશું. (સુરએ નહલ). અલ્લાહ તઆલા તરફથી આ સુખમય જીવન માટે જ ઈસ્લામી જીવન બંધારણ ઉપર અમલ કરવાને વાજીબ અને જરૂરી ઠેરવવામાં આવ્યું.

સાથે સાથે એ પણ જાણી લેવું જોઈએ કે મનુષ્યની બધી જ હાલતો (જન્મથી મૃત્યુ સુધી, જન્મ પૂર્વે અને મૃત્યુ પછીની હાલતો)ના આદેશોને આ જીવન કાનૂન આવરી લે છે અને એ બધા જ આદેશો ઉપર અમલની ઈસ્લામ માંગણી કરે છે. સારાંશ કે કોઈ પણ હાલતમાં માણસને બેકાર છોડવામાં આવ્યો નથી. મુસલમાનો માટે સંપૂર્ણ શરીઅત પર અમલ કરવો જરૂરી છે. મુસલમાન આ શરીઅત પર અમલ કરીને એક સંપૂર્ણ મુસ્લિમ તરીકે જ જીવે એ જ ઈસ્લામનો ધ્યેય છે. આ આદેશો અલ્લાહના બનાવેલા છે, એમાં કોઈ માણસને સુધારો વધારો કરવાનો જરાયે હક નથી. કુર્આને પાકમાં અલ્લાહનો ઈર્શાદ છે કે કોઈ ઈમાનદાર મર્દ અને ઈમાનદાર ઔરત માટે ગુંજાઈશ નથી કે અલ્લાહ અને એના રસૂલ કોઈ કામનો આદેશ આપી દે પછી તેઓને એ કામમાં બોઈ બીજો ઈખ્તીયાર કે ઓપ્શન બાકી રહે. અને જે માણસ અલ્લાહ અને એના રસૂલનું કહયું નહી માને તે ચોખ્ખી ગુમરાહીમાં પડયો. (સૂરએ અહઝાબ)

હુઝૂર (સલ.)નો ઈરશાદ છે કે, જેણે અમારા દીનમાં કોઈ વસ્તુનો વધારો કર્યો તો તે રદ બાતલ થશે. (બુખારી) એનાથી પૂરવાર થાય છે કે મુસલમાન સંપૂર્ણ શરીઅત પર અમલ કરવાથી જ મુસલમાન તરીકે જીવંત રહશે. માટે ખરેખર તો પૂરી શરીઅત જ મુસ્લિમ પર્સનલ લો છે. એમાં કોઈ પણ જાતનો

ફેરફાર અથવા સુધારો વધારો ગુમરાહી છે.

હવે એ પ્રશ્ન રહયો કે પછી માત્ર થોડીક બાબતો અને ગણ્યા ગાંઠયા આદેશોને જ મુસ્લિમ પર્સનલ લો કેમ કહેવાય છે ? તો એનો ઉત્તર એ છે કે ભારતમાં આ બધુ અંગ્રેજોનું કારસ્તાન અને એમના રાજકીય કાવાદાવાઓનું પરિણામ છે.

૧૮૫૭ની આઝાદીની લડતમાં જયારે અંગ્રેજો સફળ રહયા તો તેઓએ આ લડત ચલાવનારાઓ ઉપર ચાહે મુસલમાન હોય યા ગેરમુસ્લિમ, ભારે અત્યાચારો કર્યા. હજારોની ખુલ્લેઆમ કતલ ચલાવી. સેંકડોને આજીવન કેદમાં નાખ્યા અને બીજા સેંકડોને કાળા પાણીની સજા આપી. આ બધું કરવા છતાં એમને ભય હતો કે અમારા આ અત્યાચારનો ભાંડો ન ફુટી જાય, એટલા માટે એણે વિવિધ તરકીબો અપનાવવી શરૂ કરી.

જયારે અંગ્રેજોએ સત્તા ઉપર કબજો કર્યો ત્યારે પૂરા દેશમાં ઈસ્લામી કાનૂન લાગુ હતો અને મુસ્લિમ તથા ગેરમુસ્લિમ બધા જ સુખમય જીવન પસાર કરી રહયા હતા. કારણ કે ઈસ્લામી શાસનકાળમાં પણ બધી જ કોમો અને દરેક સમાજને સંપૂર્ણ સ્વાધીનતા આપવામાં આવી હતી કે પોતાના સામાજિક પ્રશ્નો પોતાના ધર્મ મુજબ હલ કરે અને એ વિષયમાં તેઓ સંપૂર્ણ મુક્ત હતા. ઈસ્લામે તેમના આ કાયદાઓને ત્યાં સુધી રક્ષણ આપ્યું છે કે અગર નિકાહ પછી બન્નેવ પતિ–પત્નિ ઈસ્લામ ધર્મ અંગીકાર કરે તો પણ એમણે ગેરમુસ્લિમ હોવાની હાલતમાં કરેલ નિકાહ માન્ય અને ચાલુ રહેશે. અંગ્રેજો એ વસ્તુ ઘણી સારી રીતે સમજતા હતા કે હમણા ઈસ્લામી કાનૂનમાં કોઈ ફાટ પાડવામાં આવી તો એમના અત્યાચારોનો ઘડો ફુટી જશે, જેને સુધારવું અશકય થઈ પડશે. બીજું એક કારણ એ પણ હતું કે

મુસલમાનો ચાહે અમારી સત્તાના હેઠળ તાબામાં આવી ગયા છે પરંતુ ઈસ્લામી કાનૂન એમનો દીન અને એમનું ઈમાન છે. એ જ એમનો જીવનમંત્ર છે, મુસલમાન એને પોતાનો ધાર્મિક કાનૂન પણ સમજે છે અને વ્યકિતગત કાનૂન પણ સમજે છે. જો એમાં અત્યારથી જ ફેરબદલ અથવા ખતમ કરવામાં આવ્યો તો મુસલમાનો એને સાંખી નહી લે, માટે અંગ્રેજોએ તુરંત તો ઈસ્લામી કાનૂન ખતમ નહી કર્યો, પરંતુ એને તોડવાની ફિકરમાં લાગી ગયા. સૌ પ્રથમ તો એમણે પોતાના જુના સિદ્ધાંત 'લડાવો રાજ કરો' પ્રમાણે અમલ કરી મુસ્લીમ અને ગેરમુસ્લીમોમાં મતભેદો પૈદા કર્યા અને જયારે એ મજબુત થયા તો ધીરેધીરે કાનૂનમાં ફેરફાર કરવાની નીતી અમલમાં આણી.

સૌ પ્રથમ ઈસ્લામી ફોજદારી કાનૂનને જુલ્મી બતાવી તેને ખતમ કર્યો. ત્યાર પછી દેશમાં બે જાતની અદાલતો મુસ્લિમ અને ગેરમુસ્લિમ ઉભી કરવામાં આવી અને ઘણી જ સિફત પૂર્વક કહેવામાં આવ્યું કે મુસ્લીમો પોતાની બાબતો મુસ્લિમ અદાલતમાં રજૂ કરે અને ગેરમુસ્લિમો પોતાની બાબતો ગેરમુસ્લિમ અદાલતોમાં રજૂ કરે. આ પગલું ઈ.સ. ૧૮૬૭માં ભર્યું, જેના પરિણામરૂપે મુસ્લિમ અને ગેરમુસ્લિમ મતભેદની ખાઈ વધુ ઊંડી થતી ગઈ અને બન્નેવ કૌમની આપસની એકતા જે અંગ્રેજ સત્તા માટે પડકારરૂપ હતી, તેનાથી અંગ્રેજે છુટકારો મેળવ્યો. મુસ્લીમ અદાલતોમાં જે કાનૂન લાગુ કરવામાં આવ્યો તેનું નામ મોમેડન લો આપવામાં આવ્યું. એ 'લો' પણ હુબહુ રાખવામાં ન આવ્યો, બલકે એમાં પણ ફેરફારો કરી નાખ્યા. એના ઉપર મુસલમાનોએ આવાજ પણ ઉઠાવ્યો, પરંતુ ભારતીય પ્રજાના આપસના વિખવાદને લઈ એ તરફ અંગ્રેજોએ

ધ્યાન ન આપ્યું. પછી કેટલાક મુસ્લિમ અને ગેરમુસ્લિમોને પોતાના પક્ષે લઈ લગભગ ૧૮૭૭ ઈસ્વીમાં નવો ખરડો તૈયાર કર્યો અને મોમેડન લો માં ફેરફાર કરી તેમાંથી ઘણી બાબતોને કાઢી નાખી માત્ર થોડીક બાબતો જ જેમકે નિકાહ, તલાક, વિરાસત, વસીયત, બક્ષીસ, ભરણપોષણ, વકફ વગેરે જે કુલ મળી પંદર થાય છે બાકી રાખી અને તેને મુસ્લિમ પર્સનલ લોનું નામ આપવામાં આવ્યું.

આ છે હાલના મુસ્લિમ પર્સનલ લોનો ટુંકો ઈતિહાસ અને તેની હકીકત. જેને અંગ્રેજ સરકારે પોતાની સત્તા હેઠળ ના છુટકે લાગુ રાખવાનું માન્ય રાખ્યું હતું અને એ જ મુજબ દિવાની કોર્ટો ફેસલા કરતી હતી. નહીં તો અંગ્રેજોનો ધ્યેય તો ભારતમાં સંપૂર્ણ રીતે ઈસાય્યતને જ ફેલાવો આપવાનો હતો. પરંતુ મુસ્લમાનોના ભારે પ્રતિકારને લઈ તેનું આ સ્વપ્ન ફળી ન શકયું.

ધર્મનો વિરોધ કરી ભારત પર સત્તા જાળવવી શકય પણ ન હતી એટલે તેઓએ ધાર્મિક બાબતોની અદાયગી તથા ધર્મ પરિવર્તન અને અનુસરણ તેમજ દરેકને તેના ધર્મના પ્રચાર – પ્રસારની સ્વતંત્રતાનું એલાન કર્યું.

ઈસ્લામના બુનિયાદી સિદ્ધાંતો ઉપર આધારિત મુસ્લિમ સમાજના એક અંગ સમાન ઈસ્લામી કાયદાઓના રક્ષણની ગેરંટી આપીને અદાલતોને પાબંદ બનાવી કે ઉપરોકત બાબતોમાં મુસ્લીમોના ધાર્મિક કાયદાઓ પ્રમાણે ફેસલા કરે. કાયદાની પોઠીમાં એને જ 'મુસ્લિમ પર્સનલ લો' નું નામ આપવામાં આવ્યું.

કેટલીક બાબતોમાં ફેસલો લાગુ થવા માટે મુસલમાન જજ અથવા કાજીની જે શરત હતી તે પણ પાછળથી ફગાવી દેવામાં

આવી, એટલા માટે જ કેટલીક બાબત તો મુસ્લીમ પર્સનલ લો હેઠળ આવતી હોવા છતાં અદાલતના ફેસલાને મુસલમાનોએ માન્ય ન રાખ્યો.

મુસ્લીમ પર્સનલ લોનું વર્તુળ જે બાબતોને આવરી લેતું હતું તેમાં શરીઅતના ફતવા પ્રમાણે ફેસલો કરવામાં આવતો હતો અને અંગ્રેજોના પુરા શાસનકાળમાં કયારેય એ પ્રશ્ન ન ઉઠયો કે દીવાની અદાલતે મુસ્લિમ સામાજિક ખરડા વિરોધ ફેસલો આપ્યો છે.

આઝાદીની લડતમાં ભાગ લેનારા મુસ્લીમોને શ્રદ્ધા હતી કે ભારતની આઝાદી પછી ધાર્મિક બાબતોને અંગ્રેજોએ આપેલી આંશિક સ્વતંત્રતાથી વધુ બ્હોળારૂપમાં સ્વતંત્રતા પ્રાપ્ત થશે, અને આઝાદી પછી જે કંઈ મળશે તે હકરૂપે અમને મળશે, પણ વાસ્તવમાં આ એક વધુ પડતી આશા હતી. જેમ જેમ સમય પસાર થતો ગયો અમો એવું સમજવા ઉપર મજબુર થયા કે "ખ્વાબ થા જો કુછ કે દેખા, જો સુના અફસાના થા" મુસલમાનો અમે બેકાર હરખાતા રહયા અને હવાઈ કિલ્લા બનાવતા રહયા.



## મુસ્લિમ પર્સનલ લોનું મહત્વ

અત્યાર સુધીની વિગતથી આપણે જાણી ચુકયા છીએ કે ખરેખર તો મુસ્લિમ પર્સનલ લો પુરી શરીઅત જ છે. પરંતુ આ શબ્દનો વપરાશ અત્યારે માત્ર મુસ્લિમોની ફકત તે પંદર બાબતોને જ આવરી લે છે જેને મુસ્લિમ પર્સનલ લો તરીકે ભારતીય બંધારણમાં સ્થાન આપવામાં આવ્યું છે. તેમાં પણ નિકાહ, તલાક, વારસાઈને લગતી સામાજિક બાબતો ઉપર આ શબ્દ વધુ ભાગે બોલાય છે. આપણે એને 'ફેમીલી લો'થી પણ

ઓળખી શકીએ છીએ.

'ફેમીલી લો'નું શું મહત્ત્વ છે તે આપણે જાણી લેવું જોઈએ. જેથી એના રક્ષણ કાજે કરવામાં આવતી કોશીશોમાં દરેક મુસલમાન ભરપુર હિસ્સો લઈ શકે.

કૌમો માટે એમના જીવન મુલ્યો, જીવન આદર્શો અને તેના સિદ્ધાંતો તથા તેનું કાયદાકીય માળખું પ્રાણ પ્યારૂ હોય છે, ધાર્મિક દષ્ટિકોણ, સંસ્કારો, પરંપરાઓ અને રીતરિવાજો, કોઈ પણ કૌમની સંસ્કૃતિના સ્ત્રોત અને બુનિયાદી પાયાઓ છે. પરંતુ આ સહુમાં પર્સનલ લો કરોડરજ્જુનું સ્થાન ધરાવે છે. બીજા શબ્દોમાં કહી શકીએ કે કોઈ પણ ધર્મ અને સંસ્કૃતિની રૂહ એના પર્સનલ લોમાં છુપાયેલી હોય છે. સામાજિક કાયદાઓમાં જ જે તે કૌમના ખૂબીઓ, દષ્ટિબિંદુ, વિચારરસણી, ઓળખ અને શ્રદ્ધાના ચિન્હો તેમજ ઝલક જોઈ શકાય છે. બીજી કૌમોને મન સામાજિક કાયદાનું મહત્વ હોય કે ન હોય, મુસલમાનોને મન તો એનો દરજ્જો સર્વ સામાન્ય છે. એમનો પર્સનલ લો એમના ઈમાન અને શ્રદ્ધાનો અતુટ હિસ્સો છે. મુસલમાનોને કુર્આન અને સુન્નત ઉપર ઈમાનનો આદેશ છે. અને આ કાયદાઓ એ બન્નેવમાં સપષ્ટ રૂપે મવજુદ છે. આ કાયદા ઈસ્લામી શરીઅતનું મહત્વનું અંગ છે. એના ઉપર ચાલવાથી મુસલમાન મુસલમાન બને છે. આ કાયદાઓ અગર બદલાય જાય તો ઉમ્મતનું માનસ અને તેની રીતભાત બદલાય જાય. એનું સામાજિક માળખું નષ્ટ થઈ જાય. કૌટુંબિક વ્યવસ્થા અસ્ત વ્યસ્ત થઈ જાય. જે લોકો સોસ્યાલીસ્ટ વિચારસરણી લાવી ધર્મનો ખાત્મો બોલાવવા ચાહે છે અથવા બહુમતી વર્ગના તે

તત્વો જે હિન્દુ વિચારસરણી પુરા દેશમાં લાદવા ચાહે છે, એમની રાહમાં આ કાયદાઓ જ મોટામાં મોટી રૂકાવટ છે.

મુસ્લિમોએ યાદ રાખવું જોઈએ કે કામિલ ઈસ્લામ અને અંતિમ ધર્મનો શું મતલબ છે ? અને તેનો શું તકાદો છે ? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદી.)એ જયારે એક જાઈઝ વસ્તુ (ઊંટના ગોસ્ત)ને પોતાના ઉપર હરામ ઠેરવી લીધો તો એમનાથી કામિલ ઈસ્લામની માંગણી કરવામાં આવી. ''યા અય્યુહલ્લઝીના આમનુદખુલૂ ફિસ્સિલમી કાફફતન'' (હે ઈમાનીઓ ! ઈસ્લામમાં પુરેપુરા આવી જાવ). હુઝૂર (સલ.)એ જયારે એક હલાલ વસ્તુથી બચવાનું શરૂ કર્યું તો આપને સંબોધન કરવામાં આવ્યું કે અલ્લાહની હલાલ કરેલી વસ્તુને હરામ કેમ ઠેરવો છો ?

શરીઅતનો સર્વમાન્ય કાનૂન છે કે હરામને હલાલ કે હલાલને હરામ નથી બનાવી શકાતું. એ જ પ્રમાણે મુસ્તહબ કે જાઈઝ કામને પણ ન તો તેના દરજજાથી વધારીને ફર્ઝ વાજિબ બનાવી શકાય છે ? અને ન તો એને મકરૂહ કે હરામ ઠેરવી શકાય છે. ઈસ્લામમાં કાયદાનું ઘડતર અલ્લાહના જ હાથમાં છે. માણસને એમાં સત્તા આપવામાં આવી નથી.

***<u>પર્સનલ લો, સમાજના અસ્તિત્વની બુનિયાદ છે.</u>***

કોઈ શરીર અગર રૂહ વિના અને ઝાડ જડ વિના રહી શકતું ન હોય તો કોઈ મિલ્લત અને કૌમ પોતાના સામાજિક માળખા તથા કૌટુંબિક વ્યવસ્થા વગર કેવી રીતે જીવંત રહી શકે છે. બીજી કોઈ કૌમ માટે એનું મહત્વ હોય કે ન હોય, મુસલમાનો માટે તો છે જ. એટલા માટે કે મુસલમાનનું અસ્તિત્વ જ ઈમાન

અને ઈસ્લામ કિંવા માનવા અને અનુકરણ કરવા તથા અલ્લાહ અને એના રસૂલની ફરમાબરદારીમાં છે. આ ઈસ્લામ તથા ઈમાન માત્ર મોઢેથી જ નહીં, બલકે કર્તવ્યથી પણ એના પુરા જીવનમાં જીવંત અને લાગુ હોવા જોઈએ.

પર્સનલ લો ઉપર એક તરફ ઈમાન અને અકીદાની બુનિયાદ છે તો બીજી બાજુ ઉમ્મતે મુસ્લિમાનું અસ્તિત્વ એના ઉપર જ અવલંબિત છે. આ તે બે ધારી તલવાર છે જેને અગર કોઈ કૌમના વિરૂદ્ધ વાપરવામાં આવે તો એના આંતરિક અસ્તિત્વની સાથો સાથ એની બાહય હસ્તી તથા દેખાવને પણ નેસ્તોનાબુદ કરી દે છે. સામાજિક માળખાનો સંપૂર્ણ પાયો આ પર્સનલ લો જ હોય છે. વ્યકિતની કેળવણી અને ઘડતર, તેનો ઉછેર, કુટુંબના સભ્યો સાથેના એના સંબંધોનું રૂપ, ઘરનો આંતરિક પ્રોટોકોલ અને કુટુંબનું માળખું, મતલબ કે એક નાનકડી દુનિયાનો પાયો આ કાયદાઓ ઉપર જ હોય છે. જે આગળ જતાં એક મહોલ્લો, એક શહેર, એક કૌમ અને એક દેશ બને છે.

દરેક ધાર્મિક શ્રદ્ધા, વૈચારિક માળખું અને જીવન વ્યવસ્થાને પોતાના અસ્તિત્વ માટે કોઈ ને કોઈ સમાજ અથવા સંસ્કૃતિની જરૂરત હોય છે. જેમાં તે ફાલીફુલી શકે અને પ્રગતિના શિખરો સર કરી શકે. ધર્મ હોય યા ચળવળ, બન્નેવને પોતાના પગ જમાવવા માટે જમીનની જરૂરત હોય છે. તેના અસ્તિત્વ અને ભવિષ્યમાં ટકી રહેવા માટે એક એવું સામાજિક માળખું આવશ્યક છે જે અકીદાઓ તથા કેળવણી ઉપર દિલથી શ્રધ્ધા રાખતું હોય અને પોતાના જીવનમાં એને ઉતારતું હોય.

## પર્સનલ લો, સમાજની ઓળખ હોય છે.

પર્સનલ લો કોઈ એવી વસ્તુ નથી જેનું હોવું અને ન હોવું કોઈ કોમ અને સમાજ માટે એક સરખું હોય, કૌમના માનસ, સ્વભાવ અને એમના સામુહિક જીવનનો જાહેરી અને બાહય દેખાવ અને ચેહરો બધું જ 'પર્સનલ લો'ની ભેટ હોય છે, વિશ્વની કોઈ કૌમ એવી નથી બતાવી શકાતી (ચાહે તે પ્રગતિશીલ હોય અથવા જંગલી) જે પોતાનું સ્વતંત્ર કૌટુંબિક માળખું રાખતી ન હોય, પછી તે માળખું સામાજિક પ્રગતિના પરિણામરૂપે બન્યું હોય અથવા વહી અને ખુદાઈ કાનૂન વડે તૈયાર કરવામાં આવ્યું હોય.

બીજી સંસ્કૃતિઓની જેમ ઈસ્લામી સંસ્કૃતિ પણ મોટે ભાગે પોતાના અસ્તિત્વમાં પર્સનલ લો ઉપર જ આધાર રાખે છે. જે લોકો એવું સમજી રહયા છે કે સામાજિક કાયદાઓમાં નજીવા ફેરફાર અને સુધારા વધારાથી શું કયામત આવી જવાની છે ? અને કયું આભ તુટી પડવાનું છે જે પુરી કૌમને નષ્ટ કરી દેશે અને ઉમ્મતે મુસ્લિમહનું અસ્તિત્વ જોખમાઈ જશે ? તેઓ મોટી ગેરસમજ અને મિલ્લત ફરોશીના શિકાર છે. અકકલ અને હોશિયારીના નામે પુરી કૌમનો સોદો કરી રહયા છે. તે લોકો એવું વિચારે છે કે ભલા આટલી મોટી પંદર કરોડની વસતી ધરાવતી કૌમ કેવી રીતે થોડાક કાયદાઓને લઈ પોતાનું અસ્તિત્વ ખોઈ નાખશે ! જેઓની વિચાર શૈલી આ છે તેઓ યા તો સંસ્કૃતિ અને કૌમી સામુહિક માળખાની ઘણી જ મર્યાદિત અને અધુરી વ્યાખ્યા રાખે છે. તેઓની નજર કૌમના આંતરિક અસ્તિત્વ સુધી નથી પહોંચી અથવા તો તેઓ મુનાફિક અને

ધોકાબાઝ છે. એમનો અંતરાત્મા મરી પરવાર્યો છે. એટલે તેઓ પર્સનલ લોનું મહત્વ જાણવા છતાં તેમાં ફેરફાર તથા સુધારા વધારાને સાંખી રહયા છે.

## પર્સનલ લો ખતમ થવાના દુષ્પરિણામો.

ચીન અને રશિયા એક સમયે મુસ્લિમ સંસ્કૃતિનાં કેન્દ્રો અને મુસ્લિમ ઈલાકાઓ હતા, પરંતુ સામ્યવાદી વિચારસરણી તથા કોમ્યુનિષ્ટોના દબાવથી ધીરે ધીરે ઈસ્લામી સંસ્કૃતિના ચિન્હો નષ્ટ થતાં ગયાં અને સામાજિક માળખાના ફેરફારે રશિયામાં મુસ્લિમોના અસ્તિત્વને જ શંકાસ્પદ બનાવી દીધું. ઈમામ બુખારી તથા બીજા મહાન આલિમોનું વતન જ ઈસ્લામનું દુશ્મન બની ગયું. બુખારા, સમરકંદ, ખ્વારઝમ, જુરજાન, તાશ્કંદ, તાજકિસ્તાન અને તુર્કિસ્તાનથી કાશ્ગર સુધી ન તો ઈસ્લામી સંસ્કૃતિ છે ન તો મુસ્લીમોનું આગવું સામાજિક અસ્તિત્વ.

વિશ્વના કોઈ ભાગમાં જયાં મુસલમાનોનું કોઈ સામાજિક માળખું અને તેનો મજબુત પાયો નથી રહયો અથવા તેમાં ફેરફાર કરી નાખવામાં આવ્યો તેનું પરિણામ શું આવ્યું ? ધીરે ધીરે તેઓ ઈસ્લામથી દૂર થઈ ગયા અને બીજુ જ કંઈ રૂપ ધારણ કરી લીધું અથવા બહુમતિ સંસ્કૃતિમાં વિલીન થઈ ગયા. પોતાને મુસલમાન કહેડાવતી ભારતની કેટલીક કૌમો ઈસ્લામ અને ઈસ્લામી સંસ્કૃતિથી એટલી દૂર થઈ ચૂકી છે અને તેઓની ઈસ્લામી ઓળખ એટલી બદલાય ચૂકી છે કે તે કૌમો મુસ્લિમ ઓળખથી ઓળખાતી નથી. તેઓને દીનથી બિલકુલ હટાવી દેવું ઘણું જ સરળ છે. તેઓમાં આ ફેરફાર શાદી, વિવાહ, રસ્મો રિવાજ અને બિનઈસ્લામી સંસ્કૃતિને અપનાવવાથી જ આવ્યો

છે. જેણે છેલ્લે તેઓને ઈલ્હાદ અને ઈર્તીદાદ (દીનથી ફરી જવા) સુધી પહોંચાડીને દમ લીધો.

અમને કોઈ સંસ્કૃતિથી દુશ્મનાવટ નથી, પરંતુ અમને બીજાઓ પર દયા જરૂર આવે છે. માનવીય એકતા અને બંધુત્વના નાતે અમે તેઓ ઉપર રહમ ખાઈએ છીએ, જેઓ પશ્ચિમની અસરથી અથવા વૈચારિક અસ્પષ્ટતાના કારણે એમની સંસ્કૃતિ અને ધર્મ બાબતે અવઢવના શિકાર છે અને તેઓ પોતાને જબરદસ્તી તેની સાથે જોડીને અને તેને ગળે વળગાડીને ફરી રહયા છે.

અમને મુસલમાનોને તો પોતાની સંસ્કૃતિ, પોતાના જીવન આદર્શ, પોતાના કૌટુંબિક માળખું, પોતાનો પર્સનલ લો અને અને પોતાના સામાજિક ધારા ઉપર ગર્વ છે, અમે તેને સાંસ્કૃતિક વારસા રૂપે જ નહી, ઐતિહાસિક ભેટ રૂપે જ નહી, બલકે ધાર્મિક ભાવનાઓ અને શ્રદ્ધાઓ તથા અકલ અને હોશિયારીની સાથે પોતાની છાતીથી લગાવી રહયા છીએ, અમે તેને માત્ર પોતાના માટે જ સફળતા અને ઉચ્ચતાનું કારણ નથી સમજતા, બલકે પુરા વિશ્વની ભલાઈ, ખૈરો બરકત અને પુરી મનુષ્ય જાતિનો છૂટકારો એમાં જ સમજીએ છીએ. અમે પોતાના સામાજિક માળખા અને પર્સનલ લોને બીજા કોઈ ઉપર જબરદસ્તી અને બળજબરી પૂર્વક લાદવા નથી માંગતા, અને ન તો અમને ધર્મ એની રજા આપે છે, પરંતુ એ સાથે જ અમે બીજી કૌમના રિવાજો અને કાનૂનને પોતાના માથે પણ લેવા નથી માંગતા અને ન તો અમારો ધર્મ તથા ઈમાન પણ એની લેશ માત્ર રજા આપે છે.

## આઝાદ ભારતનું બંધારણ અને પર્સનલ લો

ભારતને અંગ્રેજોની ગુલામીથી મુકત કરવા અને તેઓના જાલીમ પંજામાંથી છોડાવવા માટે જે લાંબી જંગ ખેલવામાં આવી, એમાં મુસ્લિમ મુજાહિદો પણ કોઈનાથી પાછળ નથી રહયા. જેલની દીવારો, કેદખાનાની કાળકોઠળીઓ, ફાંસીના ફંદા, બંદૂકની ગોળીઓ, તોપના ગોળાઓ, ઝાડો પર લટકતી અને ઝૂલતી લાશો, ઉકળતા તેલમાં બાળવામાં આવતા શરીરો, કાળા પાણીની સજા અને એ સિવાયના બધા જ દર્દ ભર્યા જુલ્મો અને તેની દાસ્તાનો મુસ્લિમ શહીદો અને જંગે આઝાદીના વીરોના પરાક્રમોથી રંગાયેલી છે.

મુસલમાનોએ આ બધી કુર્બાનીઓ માત્ર એટલા માટે જ આપી હતી કે દેશને અંગ્રેજના જુલ્મી શાશન અને તેની ગુલામીથી આઝાદ કરાવી એક આઝાદ દેશના નાગરિક તરીકે પ્રાપ્ત થતા હકો મેળવી સ્વતંત્ર જીવન ગુજારીએ, માટે જયારે દેશને આઝાદી મળી અને આઝાદ ભારતનું બંધારણ ઘડવામાં આવ્યું (બંધારણ ઘડનારા પણ તે લોકો જ હતા જેમણે આઝાદીની જંગમાં મુખ્ય ભાગ ભજવ્યો હતો) ત્યારે આ દેશને બિનસાંપ્રદાયિક અને સેકયુલર દેશ જાહેર કરવામાં આવ્યો. જેનો મતલબ જ એ છે કે ભારતનો કોઈ સરકારી ધર્મ નથી, બલકે તે દરેક ધર્મને માનની નજરે જુએ છે અને તેના માનનારાઓને પોતાના ધર્મ ઉપર ચાલવાની અને પોતાની શ્રદ્ધા તથા ઈમાન મુજબ ઈબાદત કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપે છે. ભારતીય બંધારણમાં ત્રીજા પ્રકરણમાં ભારતીય નાગરિકોના કેટલાક બૂનિયાદી હકો માન્ય રાખવામાં આવ્યા છે અને તે

હકોના રક્ષણની ગેરંટી આપવામાં આવી છે, એમાંનો જ એક હકક જે કલમ ૨૫ (૧) હેઠળ અંકાએલો છે. જે નીચે મુજબ છે.

બધી જ વ્યકિતઓને આત્માની સ્વતંત્રતા અને સ્વતંત્ર રીતે ધર્મ સ્વીકારવા, તે ઉપર ચાલવા અને તેનો પ્રચાર કરવાનો સમાન હક છે. શર્ત માત્ર એટલી જ કે જાહેર સલામતી, જાહેર સંસ્કાર, જાહેર સ્વાસ્થય અને એ વિભાગના બીજા એકમોને આંચ ન આવે. જેનો મતલબ એ થયો કે દરેક માણસને સ્વતંત્ર રીતે ધર્મને માનવાનો, તેનો પ્રચાર પ્રસાર કરવાનો અને તે ઉપર ચાલવાનો સમાન હકક છે. શર્ત એટલી જ કે જાહેર સલામતી વિગેરે એનાથી જોખમાતી ન હોય. બંધારણના એ જ પ્રકરણમાં કલમ ૧૩ (૨) માં ચોખવટ કરવામાં આવી છે કે 'સરકાર કોઈ એવો કાયદો નહી ઘડે જે આ ભાગ વડે આપવામાં આવેલા હકોને છીનવી લેતો હોય અથવા એમાં ઘટાડો કરતો હોય અને જે કાનૂન આ ફકરાની વિરૂધમાં બનાવવામાં આવશે તે વિરોધાઈની હદ પુરતો રદબાતલ ઠરશે.'

એ જ પ્રકરણની કલમ ૩૯ વડે નાગરિકોના દરેક વર્ગને પોતાની આગવી સંસ્કૃતિ આરક્ષિત રાખવાની પણ ગેરંટી આપવામાં આવી છે. જેનો મતલબ એ થયો કે સરકાર એવો કોઈ કાનૂન નહી ઘડે જે બંધારણે આપેલા બુનિયાદી હકો (જેમ કે ધાર્મિક બાબતોની સ્વતંત્રતા દરેક વર્ગની આગવી સંસ્કૃતિનું આરક્ષણ વિગેરે)ને છીનવી લેતો હોય અથવા તેમાં ઘટાડો કરતો હોય. અગર કોઈ કાયદો એવો ઘડવામાં આવ્યો જે કોઈ પણ બૂનિયાદી હકને હાની પહોંચાડે છે તે કાયદો બંધારણ વિરૂદ્ધ લેખાશે. આપણી સામે એના કેટલાય દાખલા મવજૂદ છે.

સુપ્રિમ કોર્ટે ઉત્તર પ્રદેશ સરકાર વિરૂદ્ધ સગીર અહમદનો કેસ અને ઉત્તર પ્રદેશ સરકાર વિરૂદ્ધ દીપચંદના કેસમાં આ ફેસલા પર અમલ કરતાં તે કાયદાના બંધારણ વિરૂદ્ધ હોવાનું એલાન કર્યું હતું જે બુનિયાદી હકોને હાની પહોંચાડી રહયા હતા. એ જ પ્રમાણે સુપ્રિમ કોર્ટ કેરળ સરકાર વિરૂદ્ધ કિશોરચંદ્ર ભારતીના કેસના ફેસલામાં એક સિધ્ધાંત ઘડી કાઢયો જેમાં પાર્લામેન્ટ વડે બુનિયાદી હકોને હાનિ પહોંચાડનાર કોઈ પણ ફેરફારનો દરવાજો બંધ કરી આપ્યો અને કહયું કે પાર્લામેન્ટ બંધારણની આ પાંચ બુનિયાદી વાતોને કોઈ પણ ફેરફાર વડે ખતમ નથી કરી શકતી. જેના ઉપર બંધારણના બુનિયાદી માળખાનો આધાર છે, તે પાંચ વાતોમાંથી એક બંધારણનો સેકયુલર ચહેરો પણ છે. એ જ પ્રમાણે સુપ્રિમ કોર્ટે મથરા હિરા વિરૂધ્ધ કિશ્રાસિંઘના કેસમાં અલ્હાબાદ હાઈકોર્ટના ન્યાયમૂર્તિ કિર્તીને એવું કહી ચીમકી આપી કે અમારા માનવા મુજબ હાઈકોર્ટના ન્યાયમૂર્તિએ ભારતીય બંધારણની આ વાત નજર સમક્ષ ન રાખી કે બન્નેવ પક્ષોના પર્સનલ લોને ચર્ચાનો વિષય બનાવવામાં નહી આવે. બન્નેવ પક્ષોના પર્સનલ લોને લાગુ કરતી વખતે તેઓ (ન્યાયમૂર્તિ) પોતાના વિચારો દર્શાવી નથી શકતા, બલકે તેઓએ (હિન્દુ) પર્સનલ લોના વિશ્વાસપાત્ર અને સર્વ માન્ય કાનૂનો જ લાગુ કરવા જોઈએ.

ભારતીય બંધારણની કલમો અને પર્સનલ લો વિષે સુપ્રિમ કોર્ટની અગાઉની નીતિથી જાણી શકાય છે કે ભારતમાં તમામ ધર્મના લોકોને સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા છે, પોતે પોતાના ધર્મ ઉપર મુકત રીતે ચાલી શકે છે. સરકાર એમાં કોઈ પણ

દખલગીરી નહી કરે અને ન તો કોઈ એવો કાયદો ઘડશે કે જેનાથી બંધારણ વડે આપવામાં આવેલા હકોને હાની પહોંચતી હોય.

*કાયદાની ભૂલ ભૂલામણી.*

બંધારણના ચોથા પ્રકરણમાં સરકારની કાર્યવાહક નીતિ માટે માર્ગદર્શક સિદ્ધાંતો બતાવવામાં આવ્યા છે. તેની કલમ ૪૪માં છે કે 'સરકાર એ કોશીશ કરશે કે ભારતના પુરા ઈલાકામાં નાગરિકો માટે સમાન સિવીલ કોડની ખાત્રી હોય'. આ બંધારણની તે કલમ છે જેને સમાન સિવીલ કોડની માંગણી કરનારાઓ આગળ ધરી સમાન સિવીલ કોડ લાગૂ કરવા માટે આગ્રહ કરી રહયા છે.

એ માટે સર્વ પ્રથમ તો એ જાણી લેવું જોઈએ કે આઝાદી પછી બંધારણ ઘડનારી એસેમ્બલીમાં જયારે દેશનું નવુ બંધારણ તૈયાર થઈ રહયું હતું અને પસાર થનાર બંધારણની કલમો ચર્ચા હેઠળ હતી ત્યારે બુનિયાદી હકકોને લગતી પેટા કમિટિમાં સમાન સિવીલ કોડનો સમાવેશ કરવાની વાત આવી. ૧૯૪૭માં આ પહેલો મોકો હતો કે બંધારણ ઘડનારી એસેમ્બલીમાં પહેલી વખત આ આવાજ સંભળાઈ ચર્ચા એ હતી કે દેશના બંધારણના ચોથા પ્રકરણમાં સરકારની કાર્યવાહક નીતિ માટેના માર્ગદર્શક ઉસૂલોમાં સમાન સિવીલ કોડની એક કલમનો સમાવેશ કરવામાં આવે, જે ધર્મ અને કૌમના ભેદભાવ વગર દેશના બધા જ રહેવાસીઓ ઉપર લાગુ પાડી શકાય. આ ઠરાવને બુનિયાદી હકોની પેટા કમિટીએ એક વખત ૨૮ માર્ચ ૧૯૪૭ની મીટીંગમાં નામંજૂર કર્યો હતો. બીજીવાર ૩૦ માર્ચ ૧૯૪૭ની

મીટીંગમાં ઘણી જ પાતળી બહુમતીથી પાસ થઈ ગયો અને બંધારણના પ્રકરણ ૪માં કલમ ૪૪ રૂપે એનો સમાવેશ થયો. તે વેળા એસમ્બલીના કેટલાક સભ્યોએ આ ઠરાવનો ઘોર વિરોધ કર્યો એક સભ્યએ એ પણ કોશીશ કરી અને તે કોશીશમાં ત્રણ ઠરાવો મુકયા જેની બુનિયાદ પર ધાર્મિક આઝાદીના બુનિયાદી હકોવાળી કલમમાં મુસ્લીમ પર્સનલ લોના આરક્ષણની ગેરંટી મળી જાય પરંતુ ઠરાવના આ વિરોધ અને " આ–રક્ષણ"ની આ કોશીશ સફળ ન થઈ શકી, તેના બદલે ડો.આંબેડકરે બંધારણ ઘડનારી એસમ્બલીમાં વિરોધ કરનારાઓને આશ્વાસન આપી સમજાવી પટાવી ચુપ કર્યા, જયારે આપણે ડો.આંબેડકરનું તે વખતનું ભાષણ જે એમણે મુસ્લીમ સભ્યોને સંતોષિત કરવા માટે આપ્યું હતું વાંચીએ છીએ તો વિચાર થાય છે કે જો આજે તેઓ જીવંત હોત તો જોઈ શકત કે તેમના તરફથી આપવામાં આવેલા આશ્વાસન અને રક્ષણના વાયદાઓનો શું હાલ થઈ રહયો છે ?

બીજી વાત એ કે જયારે બંધારણના ચોથા પ્રકરણની આ કલમ માત્ર એક માર્ગદર્શક સિદ્ધાંતની હેસીયત રાખે છે. એની સામે બુનિયાદી હકને હર હાલતમાં સર્વોપરિતા પ્રાપ્ત થાય છે. મતલબ એ છે બુનિયાદી હકોથી અગર માર્ગદર્શક ઉસુલો કોઈ વખત ટકરાય જાય તો માર્ગદર્શક ઉસુલને છોડવો પડશે. અને એ વાત ચોખ્ખી છે કે મુસ્લીમ પર્સનલ લોનો સમાવેશ બુનિયાદી હકોમાંથી છે. તેને ખતમ કરીને સમાન સિવીલ કોડ કેવી રીતે લાગુ કરી શકાય ? એટલા માટે સમાન સિવીલ કોડ હોય યા એના જેવો બીજો કોઈ કાયદો, અગર પાર્લામેન્ટ અથવા કોઈ

રાજયની કાયદા ઘડનારી કમીટી ઘડશે અને તે બુનિયાદી હકોથી ટકરાતો હશે તો તે બંધારણ વિરૂધ્ધ કહેવાશે, સાથે જ બુનિયાદી હકોની છણાવટમાં સુધારો કરીને પણ ફેરફાર માટે કોઈ બહાનું બનાવી શકાતું નથી, કારણ કે આ બુનિયાદી હકોનો સમાવેશ રાષ્ટ્રસંઘના બુનિયાદી હકોના ઢંઢેરામાં પણ છે અને બુનિયાદી હકોના એ ઢંઢેરા ઉપર ભારત સરકારે પણ સહી કરી છે અને આ ચાર્ટર માનવા માટે પોતાને પાબંદ બનાવી લીધી છે.

બંધારણની કલમ ૩૨ માં ચોખવટ છે કે દરેક બુનિયાદી હકકને સુપ્રિમ કોર્ટ વડે લાગુ કરી શકાશે. જેના હેઠળ દરેક હાઈકોર્ટમાં કોઈ પણ હકકને લાગુ કરાવવા માટે રિટ દાખલ કરી શકાય છે. પરંતુ માર્ગદર્શક સિદ્ધાંત માટે એવી કોઈ ગુંજાઈશ રાખવામાં આવી નથી. એટલે અગર સરકાર કોઈ માર્ગદર્શક સિદ્ધાંત પર અમલ કરવામાં કોતાહી કરે તો દેશની કોઈ અદાલત સરકારને એના ઉપર તાકીદે અમલ કરવા માટે મજબુર નથી કરી શકતી અને જો સરકાર એના ઉપર અમલ ન કરે તો એનાથી જવાબ પણ માંગી શકાતો નથી. મતલબ કે બુનિયાદી હકોના વિરૂધ્ધ માર્ગદર્શક સિદ્ધાંતો અદાલતની સત્તાથી બહાર છે.

કલમ ૧.... (૨) વડે સરકાર પર જરૂરી ઠેરવવામાં આવ્યું છે કે તે કોઈ એવો કાનુન નથી બનાવી શકતી જેનાથી બંધારણના ત્રીજા પ્રકરણમાં આવેલા બુનિયાદી હકોમાંથી કોઈના હકને હાનિ પહોંચતી હોય. માર્ગદર્શક સિદ્ધાંતો માટે આવી કોઈ જોગવાઈ નથી.

સારાંશ કે બંધારણની રૂએ માર્ગદર્શક સિદ્ધાંતો બુનિયાદી

હકોની તુલનામાં કમઝોર છે, એટલે બુનિયાદી હકોના વિરૂદ્ધમાં એને થોપી પણ શકાય નહી. સુપ્રિમ કોર્ટના અગાઉના ફેસલાઓ જેને અમે ઉપર ટાંકી ચૂકયા છીએ તેનાથી પણ આ વાતને જ પુષ્ટી મળે છે. અને બંધારણ ઘડતી વેળા બુનિયાદી હકોને કાયદા ઘડનારી કમીટી તથા અદાલતોની સત્તાથી પણ ઊંચો દરજજો આપવામાં આવ્યો છે, તે છતાં હવે કેટલાક સમયથી આ દષ્ટિકોણ બદલાય રહયો છે અને એ એવું ઠસાવવામાં આવી રહયું છે કે માર્ગદર્શક સિદ્ધાંતોને બુનિયાદી હકોથી વધુ નહી તો કમથી કમ બરાબરનું મહત્વ આપવું જોઈએ.

પરંતુ અમે મુસલમાનો તો ભુલ્યા નથી કે બંધારણના ઘડવૈયાઓએ બુનિયાદી હકોને ભારતીય બંધારણમાં એક આગલું સ્થાન અને બીજી બાબતોને ચાહે તે કેટલીય મહત્વની કેમ ન હોય અસ્થાયી સ્થાન આપ્યું હતું. આ બધી વાતો નજર સમક્ષ રાખી વિચારવું જોઈએ કે માર્ગદર્શક સિદ્ધાંતો ખાતર બુનિયાદી હકકોની આહુતિ કેમ કરી દઈ શકાય અને બુનિયાદી હકક પણ કેવો ? જેને મુસલમાન પ્રાણ પ્યારો સમજે છે.

***એક ચેતવણી.***

જુના ઝમાનાથી આ વાત ચાલી આવી છે કે જયારે કોઈ કૌમનો ચહેરો બગાડવો હોય અથવા તેનું અસ્તિત્વ ખતમ કરવું હોય તો...

(૧) સૌ પ્રથમ તેની માન્યતાઓ ઉપર ચોર બારણે હુમલાઓ કરવામાં આવે છે અને તેની નાની મોટી, મહત્વની હોય કે ન હોય, દરેક બાબતે વાંધો ઉઠાવીને એને હલકી અને હાસ્યસ્પદ બનાવવાના પ્રયત્નો કરવામાં આવે છે. એના માટે

કયારેક કલમ – કાગળ એટલે કે મીડીયા દ્વારા કામ લેવામાં આવે છે અને કયારેક સરકારી તંત્રને હાથો બનાવવામાં આવે છે અને કયારેક ન્યાયાલયો અને અદાલતોનો આશરો લેવામાં આવે છે.

(૨) કયારેક શિક્ષણના રસ્તે નબળી પાડવાની કોશિશ કરવામાં આવે છે, શિક્ષણની ખાસ વ્યવસ્થા નથી કરવામાં આવતી. ઉચ્ચ શિક્ષણની તકો ઘણી ઓછી આપવામાં આવે છે. સાથે જ શિક્ષણ મેળવ્યા પછી કોઈ સ્થાન આપવામાં આવતું નથી. સરકારની આ ઠંડી નિતીથી નિરાશ થઈ તે કૌમ શિક્ષણ તરફ કાંઈ લક્ષ આપતી નથી, પરિણામ સ્વરૂપ કૌમના બાળકો અને યુવાનો શિક્ષણથી કોરા રહી જાય છે. કોઈ પ્રગતિશિલ કૌમ અને સમાજ માટે ઉચ્ચ શિક્ષણ અતિ આવશ્યક બાબત છે, એના થકી જ દરેક સમાજ અને કોમ શૈક્ષણિક અને સાંસ્કૃતિક મૈદાનમાં નોંધ પાત્ર સેવાઓ આપે છે. આ જ હેતુએ મુસલમાનોને આ ક્ષેત્ર પાછળ રાખવાના પ્રયત્નો કરવામાં આવે છે.



(૩) કૌમની ઉન્નતિમાં આર્થિક સદ્ધરતા અને રોજગારનો પણ અગ્રિમ હિસ્સો છે. સારી આર્થિક હાલત એક પ્રગતિશીલ કૌમનું ચિન્હ છે. આર્થિક હાલત સારી હોય તો જીવનના દરેક ક્ષેત્રમાં આગળ વધી શકાય છે. કૌમને નબળી પાડવા માટે આ હથિયાર પણ વાપરવામાં આવે છે. પ્રગતિ કરતી કૌમને આર્થિક પ્રશ્નોમાં ફસાવી તેની પ્રગતિ રોકી દેવામાં આવે છે. પરિણામ એ આવે છે કે તે દિવસો દિવસ નબળી પડતી જાય છે અને એક સમય એવો આવે છે કે તેની બધી જ શકિતઓ આર્થિક

સમસ્યાઓના હલ પૂરતી જ સિમિત થઈ જાય છે અને જીવનના અન્ય ક્ષેત્રોમાં એનું યોગદાન નગણ્ય રહી જાય છે.

(૪) જો આવા પ્રપંચોનું ધાર્યું પરિણામ ન મળે તો સીધે સીધો ધર્મ ઉપર હુમલો કરવામાં આવે છે અને લગાતાર ઉતારી પાડવાના પ્રયત્નો કરવામાં આવે છે. જેથી તે કૌમ કંટાળીને ધર્મ પરિવર્તન કરવા ઉપર અથવા પોતાના ધર્મના રક્ષણ કાજે દેશ છોડવા ઉપર મજબુર થાય. આજે જે કાંઈ ભારતમાં થઈ રહયું છે તે એક યોજનાબદ્ધ કાવત્રા અને કાયદેસરની સ્કીમ હેઠળ જ થઈ રહયું છે.

***સમાન સિવીલમાં કોડ માટે સરકારી વલણ.***

આજે આપણા દેશમાં સુધારણા માંગતી અને ધ્યાન માંગતી અનેક સમસ્યાઓ મોજૂદ છે. એવી સમસ્યાઓ જે દરેકને પરેશાન કરનારી છે અને એમાં સુધારા કે હલ કરવા વિશે કોઈને પણ વિરોધ નથી. બલકે તે બાબતો તરફ પુરતુ લક્ષ ન હોવાને લઈ આજે દેશ અંધાધુંધીનો શિકાર છે અને દિવસો દિવસ બરબાદી તરફ ધકેલાઈ રહયો છે. માટે એટલે એ બાબતોની સુધારણા તરફ તાકીદે ધ્યાન આપવાની જરૂરત છે. જેમ કે લાંચ રૂશ્વત, દેશમાં વધી રહેલ ગુનાહિતપ્રવૃત્તિઓ, ખુનામરકી, લુંટમાર, કાળાબજાર, દાણચોરી, જાહેર નગ્નતા અને અશ્લીલતા, સરકારી ખાતાઓમાં બ્યુરોક્રેસી અને નૌકરશાહી, આ બધી એવી બાબતો છે જેની તાકીદે સુધારણાની જરૂરત છે, આ બદીઓ દુર થવાથી થનાર ફાયદાઓ પુરા દેશની પ્રગતિ અને સફળતાની ગેરંટી આપે છે. આવા સંજોગોમાં દેશનું હિત ઈચ્છતો કોઈ પણ માણસ ઉપરોકત સમસ્યાઓના હલને જ

પ્રાથમિકતા આપશે. કોઈ પણ માણસ સમાન સિવિલ કોડના ખરડા કે કાયદા ઉપર સરકારની શકિત વેડફવાની પરવાનગી આપશે નહીં.

પરંતુ એક મુદતથી સરકાર સમાન સિવીલ કોડ માટે કટીબદ્ધ થઈ ચૂકી છે. અને એ માટે અત્યાર સુધી વિવિધ પગલાં ભરી ચૂકી છે. માર્ચ ૧૯૭૩માં બેંગ્લોરમાં સમાન સિવીલ કોડના વિષય પર ભાષણ આપતા લો કમીશનના ચેરમેન મીસ્ટર ગજેન્દ્ર ગડકરે કહયુ હતું કે 'મુસ્લીમોએ સમાન સિવીલ કોડના સ્વીકાર માટે તૈયાર થઈ જવું જોઈએ, અગર તેઓ ખુશી સાથે સ્વીકાર ન કર્યો તો બળ વડે આ કાયદો લાગુ કરવામાં આવશે' અને ત્યાર પછી જ વિવિધ દિશાઓમાંથી સમાન સિવિલ કોડ માટે માંગણી શરૂ થઈ.

આ જ દિવસોમાં મુસ્લિમોએ આ ભયને પારખી એનો પ્રતિકાર કરવા માટે એક પ્લેટફાર્મ પર આવવાની કોશીશ કરી, જેના પરિણામ રૂપે મુસ્લિમ પર્સનલ લો બોર્ડની સ્થાપના થઈ અને મુસ્લિમો તરફથી સમાન સિવિલ કોડવાળા વિચારનો દેશના ખુણે ખુણેથી જોરદાર પ્રતિકાર થયો. સમયની હવા પારખી રાજકીય મસ્લેહતો અને મુસ્લિમ મતની ખફગીના ડરે જેના પ્રત્યાઘાતો ઈલેકશનમાં પડવાનો ભય હતો, ત્યારના વડાપ્રધાન અને બીજા રાજકીય નેતાઓ તરફથી એવુ કહેવામાં આવ્યું કે હુકુમત અત્યારે મુસ્લીમ પર્સનલ લોમાં ફેરફાર કરવાનો કોઈ વિચાર રાખતી નથી. જયાં સુધી કે મુસ્લિમો તરફથી એની માંગણી ન થાય.

સરકારની બદનિય્યતી એનાથી જ જાણી શકાય છે કે હર

વખતે પોતાના એલાનમાં એ વાત જરૂર કહેતી કે અગર મુસલમાનો તરફથી એની માંગણી કરવામાં આવી તો જરૂર પર્સનલ લૉમાં ફેરફાર કરવામાં આવશે. પરંતુ વાસ્તવિકતા તો એ છે કે સરકાર પોતે આ ફેરફાર માટે બેચેન છે, અલબત્ત સમય અનુકુળ ન હોવાને લઈ કોઈ મોટો ફેરફાર નથી કર્યો. દત્તક વિષેનો ખરડો પણ પાર્લામેન્ટમાં રજુ કરીને પાછો લઈ લીધો, કેમકે એણે જાણી લીધું કે આ પગલું પણ કસમયનું છે.

*મુસ્લિમોની લાગણીનું ડિંડક.*

અગર સરકારને મુસ્લિમોની લાગણીઓનો એટલો બધો ખ્યાલ છે કે જો ગણનાપાત્ર સંખ્યા પણ મુસ્લીમ પર્સનલ લોમાં ફેરફારની માંગણી કરે તો સરકાર એ માંગણી પુરી કરશે.

આજે લગગભ ૭૦ વરસથી કૌમી હુલ્લડોના નામ પર મુસલમાનોની કત્લે આમ થઈ રહી છે અને ભારત ભરના બધા મુસ્લિમો આ સિલસિલાને રોકવા માટે એકમતે માંગણી કરી રહયા છે, પરંતુ આ ૭૦ વર્ષોમાં કરોડો રૂપિયાની મિલ્કતો તબાહ થઈ ગઈ, હજારો વ્યકિતઓ પુરી પાશવતા સાથે ઝુબેહ કરી નાખવામાં આવી, જલાવી નાખવામાં આવી, સળગતી આગમાં જીવંતા બાળકોને ફેંકવામાં આવ્યા, પરંતુ સરકારનું રૂંવાટુએ ન ફરકયું અને મુસ્લીમોની આ સર્વમાન્ય માંગણીને એક દિવસ પણ ઠાવકાઈથી સાંભળવામાં ન આવી. આ જ સરકારો ઈંદિરા ગાંધીથી લઈ આજ સુધી કેટલીયે વાર એનું એલાન કરી રહી છે અગર મુસલમાનોનો ગણનાપાત્ર વર્ગ મુસ્લિમ પર્સનલ લોમાં ફેરફારની માંગણી કરશે તો જરૂર ફેરફાર કરવામાં આવશે. આખર વાત શું છે ?

મુસ્લીમો જેની સર્વાનુમતે માંગણી કરે છે અને જાઈઝ માંગણી કરે છે અને વારંવાર કહે છે તો એને સાંભળવામાં પણ નથી આવતી અને જે કામ મુસલમાનોને કોઈ કિંમતે મંજૂર નથી તેને કરવા માટે તલપાપડ છે. વાત માત્ર એટલી જ છે કે કૌમવાદી તત્વો જે વાતો ખુલ્લમ ખુલ્લી અને સરેઆમ કહે છે, કડવા અને દિલ દુઃખાવનારા શબ્દોમાં કહે છે, સત્તાવાળાઓ તેને મધુર શબ્દોમાં કહે છે. ધ્યેય અને લક્ષ્ય બન્નેવનું એક જ છે.

*હિન્દુ કૌમવાદી તત્વો સરકારની વ્હારે.*



મુસ્લિમ પર્સનલ લોમાં ફેરફાર કરવા બલકે તેને ખતમ કરવા માટે સરકાર એક મુદ્દતથી બેચેન હોવા છતાં એણે પોતાની નીતિમાં ઉપર મુજબનું વલણ અપનાવી રાખ્યું હતું, સરકાર તરફથી કહેવાતું રહયું કે જયાં સુધી ખુદ મુસલમાનો તરફથી એમા ફેરફારની માંગણી નહી થાય ત્યાં સુધી અમો એમાં કોઈ પણ જાતનો ફેરફાર કરવા માંગતા નથી. એટલે એ માટે એણે છાગલા અને હમીદ દલવાઈ જેવા કેટલાક ઝમીર ફરોશ મુસલમાનો તૈયાર પણ કરી રાખ્યા હતા. જેમના મોઢે પર્સનલ લોમાં ફેરફારની માંગણીઓ પણ કરાવી અને એમનું જુથ મોટું બનતું જાય અને મુસ્લિમોના એક મોટા વર્ગમાં તેમની ચાહના મળે એ માટે પણ સત્તાવાળાઓ એ અંદરખાને વિવિધ યુકિતઓ અજમાવી જોયી. પરંતુ સત્તાનું આ પીઠબળ પણ તેઓને મુસ્લિમ સમાજમાં કોઈ સ્થાન અપાવી શકયું નહી. બલકે દરેક મુસ્લિમ ચાહે તે ભણેલો હોય કે અભણ, એવાઓને હડધૂત જ કરતો રહયો.

સત્તા પક્ષની આ પોલીસી ત્યાં સુધી જ રહી જયાં સુધી એને

મુસ્લિમ મતોની જરૂરત હતી. અને હવે જયારથી હાલની સરકારે સત્તાના સુત્રો સંભાળ્યા છે, ત્યારથી મુસ્લિમ વિરોધી માનસ ધરાવતા અને મુસલમાનોને નષ્ટ કરવાના પ્રયત્નો કરી ચુકેલા બહુમતિ વર્ગના માણસોએ એમની રીત બદલી નાંખી છે.

આજ સુધીના અનુભવથી એમણે આ પાઠ ગ્રહણ કર્યો કે કોઈ બીજી રીતે મુસ્લિમોને નામશેષ કરવા શકય નથી, એટલે આપણે હવે પોતાની ટેકનીક બદલવાની જરૂરત છે. એ જ કારણોના લઈ ઘણી જ સમજદારી પૂર્વક એક યોજના ઘડી કાઢવામાં આવી. એટલે કે મુસ્લિમોને દેશ બહાર કે જાન – માલથી ખતમ કરવાની કોશિશ કરવા કરતાં એવી રીત અપનાવવી જોઈએ કે મુસલમાન તરીકેનું એમનું અલગ અસ્તિત્વ નષ્ટ થઈ જાય અને તેઓ બહુમતી સમાજમાં ભળી જાય, અને બહુમતિ સમાજ જેવા જ રીત – રિવાજો અપનાવી લે. આ માટે વિવિધ ક્ષેત્રે આક્રમણ શરૂ કરવામાં આવ્યું.

સૌ પ્રથમ તો પોતે બહુમતીના એક ભાગ રૂપે શાશક પક્ષના પડખામાં રહેવું, જેથી શાશક પક્ષને એ હય્યા ધરપત રહે કે એને મુસ્લિમ મતો નહી પણ મળે તો ગભરાવવાની જરૂર નથી, બલકે એના બદલે બહુમતીનું પીઠબળ સત્તાની કુરસી ટકાવી રાખવા માટે કાફી છે. અને એ રીતે શાસક પક્ષને પોતાની મરજી મુજબ ચલાવવો અને જે ધ્યેયો આજ સુધી શાશક પક્ષના વિરોધમાં રહી પ્રાપ્ત ન કરી શકયા તે એના નેજા હેઠળ બહુ સરળતાથી મેળવી લેવા.

બીજી તરફ મુસ્લીમો વિરૂધ્ધ માનસિક યુદ્ધ પણ ચાલુ કરવું, જેના થકી ધર્મ પ્રત્યેની એમની અડગ શ્રદ્ધાને ડગમગાવવામાં

આવે. ધાર્મિક માન્યતાઓ અને હુકમો વિશે લોકોના દિલોમાં શંકા – કુશંકાઓ ઉત્પન્ન કરવી. આ બધી યુકિત પ્રયુકિતઓનો જ એક ભાગ આ પણ છે કે અદાલતોમાં મુસ્લીમોના ધાર્મિક પ્રતિકો અથવા ક્રિયાઓ અને કર્મકાંડો વિરૂદ્ધ રીટ અરજીઓ કરવામાં આવે.

કુર્આને મજીદ, દાઢી, કુરબાની, અઝાન તથા તલાક પામેલા મુસ્લિમ મહિલા એકટર વિગેરેના દાખલા નઝર સમક્ષ છે અને નેશનલ પ્રેસ વડે (જેના ઉપર સંપૂર્ણ હિંદુવાદી તત્વોને ઈજારો છે) પ્રચાર પસારનો એવો મારો ચલાવવો જેથી બહુમતીની એક એક વ્યકિતનું માનસ સંપૂર્ણ હિંદુવાદી અને મુસ્લીમ દુશ્મન બનાવવાની સાથે સાથે પોતાના ધર્મથી અજાણ એવા મુસ્લિમ વર્ગને પણ ઈલેકટ્રોનિક અને પ્રિન્ટ મીડીયાના લેખો, સમાચારો, રિપોર્ટો, ચર્ચાઓ, ડિબેટો, અને ઈન્ટરવ્યુઓ વગેરે થકી ઈસ્લામના બુનિયાદી સિધ્ધાંતો તથા સામાજિક કાનૂનો વિષે શંકા કુશંકાના વમળમાં ફસાવવામાં આવે. અને એ રીતે મુસલમાનોના અલગ વ્યકિતત્વને ટકાવી રાખનાર 'પર્સનલ લો'ના એક માત્ર સામાજિક માળખાને સમાન સિવીલ કોડમાં ફેરવીને ભવિષ્યમાં મુસ્લિમોને બહુમતીના વહેણમાં વહાવી લેવાનો રસ્તો સરળ બનાવી દેવામાં આવે.

મુસ્લિમ વિરોધી પરીબળોના સત્તાધારી પક્ષ સાથેના ગઠજોડનું જ પરિણામ છે કે આજે તેઓને સંતોષિત કરવા માટે સમાન સિવીલ કોડનો ખરડો પાર્લામેન્ટમાં રજૂ કરવા માટે સરકાર કટીબદ્ધ થઈ ચૂકી છે અને એ વિષે એણે કડક વલણ અપનાવી લીધું છે. ગઈ કાલ સુધી જે સરકાર એવું કહેતી આવી

છે કે મુસ્લીમોની મરજી વિરૂદ્ધ અમે પર્સનલ લોમાં કોઈ ફેરફાર કરવા માંગતા નથી અને સમાન સિવીલ કોડ લાવવાનો હાલમાં અમારો કોઈ વિચાર નથી, તે જ સરકારના વડાપ્રધાને કાયદા પ્રધાનને સમાન સિવીલ કોડનો મુસદો તૈયાર કરી પાર્લામેન્ટમાં રજૂ કરવાનો આદેશ આપી દીધો છે. જો કે અત્યારે એવું પણ કહેવામાં આવે છે કે આ કાયદો મરજીયાત હશે પરંતુ એ મરજીયાત કાયદાને ફરજીયાત બનતા વાર નથી લાગતી અને માની લ્યો કે મરજીયાત રૂપે એને પાસ કરવામાં આવે તો પણ તે એક રીતે ફરજીયાત બની જાય છે કારણ કે જયારે કુટુંબની બીજી વ્યકિત જે એના સામે પક્ષે છે તેના ઉપર આ કાયદો ફરજીયાત રૂપમાં હોય અને એ ખરડો આવતાં પહેલા જ એવી વાતો શરૂ થઈ ચૂકી છે.

ભારતભરના વકીલોની મોટામાં મોટી સંસ્થા બાર કાઉન્સીલ ઓફ ઈન્ડિયાની સિલ્વર જયુબીલી સમારંભમાં બાર કાઉન્સીલના ચેરમેન વી.સી.મિશ્રાએ તો ધમકી પણ ઉચ્ચારી છે કે અગર જરૂરી લાગશે તો કૌમી એકતાના હિતમાં સમાન સિવીલ કોડની પ્રાપ્તી માટે આંતર વિગ્રહનો સામનો કરવા તૈયાર થઈશું. મિસ્ટર મિશ્રાના આ ભાષણ વખતે વડાપ્રધાન અને સુપ્રિમ કોર્ટના ચીફ જસ્ટીસ પણ મવજુદ હતા, બલકે આ સમારંભના પૂર્ણાહુતી ભાષણમાં ગૃહખાતાના રાજય પ્રધાને ફરજીયાત સિવીલ કોડની હિમાયત કરી હતી અને કહયું હતું કે એક વકીલ તરીકે મરજીયાત સમાન સિવીલ કોડની પરીભાષા મારી સમજમાં આવતી નથી.

(મુળ આ પુસ્તિકા ૧૯૮૬ માં લખવામાં આવી હતી, આ

બધી તે વેળાની ઘટનાઓ છે. તે વેળા મુસલમાનો તરફથી ભારે વિરોધ થવાના કારણે સરકારે ખરડો પાછો ખેંચી લીધો હતો. આજે ૨૦૧૬માં પણ સ્થિતિ કંઈક અંશે એવી જ છે. ફરક એટલો છે કે પહેલાં સિવિલ કોડની હિમાયત સરકાર તરફથી આવતી હતી. આ વખતે સુપ્રિમ કોર્ટ તરફથી એની મર્યાદા ઓળંગીને સરકાર પાસે ત્રણ તલાકની પ્રથા ખતમ કરવા અને સમાન નાગરિક ધારા વિશે અભિપ્રાય માંગવામાં આવ્યો. અને એક લોકશાહી સરકાર તરફથી પોતાની પ્રજા એટલે કે મુસલમાનોનું મંતવ્ય પૂછયા વગર જ ત્રણ તલાક, બહુવિવાહ વગેરે ખતમ કરવા અને સમાન સિવિલ કોડ વિશે હકારાત્મક અભિગમ હોવાનું સોગંદનામું દાખલ કરવામાં આવ્યું. એટલે કે સમાન સિવિલ કોડનું ઠીકરું આ વેળા સુપ્રિમ કોર્ટના માથે ફોડવાની વાત છે.)

આ ટાણે મુસ્લિમોએ સમાન સિવીલ કોડના ભય સ્થાનો શું છે તે વેળાસર જાણીને એના પ્રતિકાર માટે કટીબદ્ધ થઈ જવું જોઈએ. જો આજે મુસ્લિમો એ તરફ બેદરકારી બતાવશે અને પોતાની ગફલતની ઉંઘમાંથી જાગૃત નહી થાય તો એમની આવતી પેઢીને બહુમતીમાં ભળી જવાથી કોઈ બચાવી શકે નહી. અને એ રીતે દેશમાંથી મુસ્લિમોને નામશેષ કરવા માટે કોશીશ કરનારા પરીબળો એક મુદ્દતથી જે સ્વપ્ન જોઈ રહયા છે એ વાસ્તવિકતાનું રૂપ ધારણ કરી લેશે.

મુસલમાનો આ દેશમાં તેમના ઉપર હજારો કયામતો આવવા છતાં છતાં માત્ર એટલા ખાતર સંતોષિત હતા કે ભારતનું બંધારણ બિન સાંપ્રદાયિક સિદ્ધાંતો ઉપર આધારિત છે

અને તે દેશના રહેવાસીઓને પોતાના ધર્મ પ્રમાણે જીવન ગુજારવાની પુરેપુરી સ્વતંત્રતા પ્રાપ્ત છે અને બંધારણમાં એવી ગેરંટી અપાયેલી છે કે સરકાર કોઈ પણ ધર્મના અનુયાયીઓના પર્સનલ લોમાં કોઈ દખલગીરી નહી કરે. પરંતુ હવાનું રૂખ બતાવી રહયું છે કે, બંધારણે આપેલી આ ગેરંટી પોકળ થઈને રહેશે.

***<u>હવે આપણે શું કરવું જોઈએ ?</u>***

મુસલમાન અગર જીવંત રહેશે તો ઈસ્લામી સિદ્ધાંતોની સાથે જીવંત રહેશે અને જો એ સિદ્ધાંતોને છોડીને જીવન ગુજારવા પર મજબુર થયો તો એના જીવન કરતા એનું મૃત્યુ બહેતર છે.

આજના સમયે સૌ પ્રથમ તો એ જરૂરી છે કે આ દેશમાં વસતા બધા જ મુસલમાનો અડગ નિશ્ચય કરી લે કે આપણે આ સંજોગોનો પ્રતિકાર કરવાનો છે. એના માટે આપસની એકતા સંગઠન અને સંઘબળ બહુ જ જરૂરી છે. માટે સૌ પ્રથમ આપસના મતભેદો ભુલી જઈ એક પ્લેટફાર્મ ઉપર આવવાની કોશિશ કરે અને એક લોકશાહી દેશમાં લોકશાહી રીતો અપનાવી એનો મુકાબલો કરે.

આપણે સભાઓ યોજવા, સરઘસો કાઢવા અને સુત્રો પુકારવાને જ કાફી સમજી રહયા છીએ અને એવું સમજીએ છીએ કે વિરાટ સભાઓમાં જોશીલા ભાષણો વડે સરકાર વિરૂદ્ધ પોતાની લાગણીઓ દર્શાવવાથી આપણા પ્રશ્નો ઉકલી જશે અને આપણે ધર્મના રક્ષણની જવાબદારીના બોજથી હલકા થઈ જઈશું. આ વિચારશૈલી ગેર લાભદાયક હોવાની સાથે મિલ્લતના અસ્તિત્વ માટે ભયજનક પણ બની શકે છે. માટે

ફકત આટલું કાફી નથી. સરકારને બતાવવાની જરૂરત છે કે અમે અમારા પ્રશ્નો આવી કોઈ બિનઈસ્લામી પ્રણાલીને હવાલે નહીં કરીએ.

અગત્યની વાત તો એ છે કે આપણે ગુંચવાયેલા પ્રશ્નો વિષે ઉતાવળીયા વિચારોથી કામ લેવા ટેવાઈ ગયેલા છીએ. કોઈ પણ પ્રશ્ન ઉપસ્થિત થવાની બુનિયાદ શું છે ? તે ક્ષતિને દૂર કરવા તરફ આપણે ઘણું જ ઓછું ધ્યાન આપીએ છીએ.

આપણે એ ભુલવું ન જોઈએ કે કોઈ પણ કૌમની ચડતી પડતી એમની પોતાની ચાલ – ચલગત અને આચરણ ઉપર અવલંબીત હોય છે. જયાં સુધી કોઈ સમાજ અને કોમ પોતે પોતાની તબાહીનો સામાન ન પેદા કરે, કોઈ પણ સત્તા કોઈ કૌમને નષ્ટ નથી કરી શકતી.

કેટલા અફસોસની વાત છે કે આજે આપણે પોતાની જીંદગીઓને નથી જોતા કે આપણે પોતે દરરોજ કેટલા ઈસ્લામી આદેશોનું ઉલ્લંઘન કરીએ છીએ ? આપણે પોતે પોતાને અને સમાજને કેટલા બગાડી રહયા છીએ ? આપણા અંદર ડગલે ને પગલે ખરાબીઓ મવજુદ છે.

જરૂરત એની છે કે આપણે બીજાને કશું કહેવાને બદલે પહેલાં પોતાના ઘરની ખબર લેઈએ. પોતાને સુધારીએ. સમાજને સહીહ લાઈન ઉપર લાવવાની કોશીશ કરીએ, અને પછી પુરા વિશ્વાસ અને અડગ શ્રદ્ધાની સાથે તે લોકો સાથે વાતચીત કરીએ જેઓ આપણા અમુલ્ય દીન અને ધર્મમાં દખલગીરી કરી રહયા છે. અને પોતાના ઉચ્ચ સંસ્કારથી અને દઢ આચરણથી એમનું મોઢું બંધ કરી દઈએ.

જરૂરત છે કે આજે 'મુસ્લિમ કૌમ પર્સનલ લો'ના વિષયે પૈદા થયેલી જાગૃતિથી ફાયદો ઉઠાવીને સમાજ સુધારણાની ચળવળ શરૂ કરી દે. આ જોશ – ખરોશને નકારત્મક દિશાથી હટાવી હકારત્મક દિશામાં લગાવવામાં આવે. અને શહેર – શહેર, ગામડે–ગામડે દરેક મુસ્લિમ ઘરમાં ઈસ્લામી કેળવણીને સહીહ રૂપમાં રજુ કરવામાં આવે. તેમાં રહેલા ભલાઈના પાસાઓને ઉપસાવવામાં આવે અને દરેક વ્યકિતને તૈયાર કરવામાં આવે કે તે આજથી પોતાનું જીવન ઈસ્લામી હિદાયત પ્રમાણે વિતાવશે. અગર આપણે આ કામ કર્યું તો હું સંપૂર્ણ વિશ્વાસની સાથે કહું છું કે આ લોકો જેઓ આજે ઈસ્લામ અને કુર્આનના દુશ્મન છે તેઓ કાલે ઈસ્લામ સ્વીકારવા પર મજબૂર થશે.

આપણે યાદ રાખવું જોઈએ કે આપણો રક્ષક માત્ર અલ્લાહ જ છે. એના જ હાથમાં આપણી ઈઝઝત અને ઝિલ્લત છે. ટુંકા ગાળા માટે સત્તાની ખુરશી પર બિરાજમાન થયેલાઓ સમક્ષ પોતાના પ્રશ્નોની રજૂઆત કરી આપણે કયારેય સંતોષિત નથી થઈ શકતા. અગર તેઓ આપણાથી ખુશ પણ થઈ ગયા અને આપણી માંગણીઓને માન્ય પણ રાખી લીધી, પરંતુ આપણે પોતાના સમાજને ઈસ્લામી બીબામાં ઢાળી ન શકયા તો શું આપણને મળેલો આ સત્તાનો ટેકો આપણા માટે ફળદાયી પુરવાર થશે ? અલ્લાહ તઆલા અને એના રસૂલ (સલ.) તરફથી આપણા ઉપર લાદવામાં આવેલી જવાબદારી ખતમ થઈ જશે ? સ્પષ્ટ છે કે આનો ઉત્તર નકારમાં હશે. તો પછી આપણે આપણી બધી જ શકિત સરકારથી ટકકર લેવામાં શા

માટે ખર્ચ કરી નાખીએ ?

સરકારને પોતાના દ્રષ્ટિકોણથી વાકેફ કર્યા પછી (અને સ્પષ્ટ શબ્દોમાં એવું જણાવી આપ્યા પછી કે અમે કોઈ પણ હાલતમાં પોતાના દિવ્ય–કુર્આન અને દીનની તા'લીમથી હાથ ઉઠાવી શકતા નથી. ચાહે એ માટે અમારે મોટામાં મોટી કુર્બાની કેમ ન આપવી પડે) આપણે પોતાનું રૂખ પોતાના ભાઈઓની સુધારણા તરફ કેમ ન કરવું ?

અગર આપણે પોતાની શરીઅતનું રક્ષણ ન કર્યું, પોતાની ઈઝઝત અને આબરૂની હિફાઝતની પોતે ફિકર ન કરી તો પછી બીજાઓ પાસે શરીઅત, ઈઝઝત અને આબરૂની હિફાઝતની માંગણી કરવાનો કોઈ અર્થ નથી.